નાનન્દ ટ્રેકટમાળા ક્રમાંક ૩ કિંમત ૦-૦-૬

॥ ओ३म् ॥

# મૂર્તિ પૂજા

न तस्य प्रतिमास्ति यस्य

મહર્ષિ દયાનન્દ સરસ્વતી

પણ ઈશ્વર મૂર્તિ નથી. સંસારમાં પણ મહાન છે.

: મૂળ લેખક :

ગંગાપ્રસાદ ઉપાધ્યાય, એમ. એ.

પ્રકાશક: મું. પ્ર. આ. પ્ર. સભા, આણંદ. સં. ૧૯૮૭

પ્રથમ આવૃત્તિ ] [ પ્રત ૧૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
.....૫.૬ ૧૬૫૮૮
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# નિવેદન —

સ્વામી ભજનાનંદ, પૂર્વાશ્રમના એકનાથજી યેવલાનિવાસીને આર્યો સારી રીતે પીછાણે છે; તેઓ અત્યારે ૮૦ વર્ષની ઉંમરે પહોંચ્યા છે, પરંતુ વૈદિકધર્મ પ્રત્યેની ધગસ એક યુવાન કરતાં પણ વિશેષ ધરાવે છે. તેમણે ૪૦ વર્ષ સુધી સમાજની સેવા કરી છે, પોતાની પુત્રીઓને જ્ઞાતિની બહાર પરણાવી જ્ઞાતિનો અભેદ્ય કિલ્લો તોડવાનું પ્રથમ માન તેમણે મેળવેલું છે. તેઓ સમાજના સિદ્ધાંતો પ્રત્યે એવો પ્રેમ ધરાવેછે કે આટલી ઉમ્મરે પણ સિદ્ધાંત પ્રચારનુ કામ કર્યા સિવાય તેમને શાન્તિ મળતી નથી. શ્રી. ગંગાપ્રસાદ ઉપાધ્યાય તરફથી વૈદિક ટ્રેકટમાલા હીંદીમાં પ્રસિદ્ધ થએલી છે; આ અને આવાં ટ્રેકટોનો જો બ્હોળો ફેલાવો કરવામાં આવે તો સ્થાયિરૂપમાં સારો પ્રચાર થઇ શકે. એહેતુ ધ્યાનમાં લઇને તેમણે આવાં ટ્રેકટો મરાઠીમાં શ્રી. ગંગાપ્રસાદનાં ટ્રેકટોનો અનુવાદ કરાવી પ્રસિદ્ધ કર્યાં છે. મરાઠીમાં આવાં ૧૬ ટ્રેકટો પ્રસિદ્ધ થઈ ચુકયાંછે અને હવે ગુજરાતીમાં એવાં ટ્રેકટો પ્રસિદ્ધ કરાવવા નિશ્ચય કર્યોછે. આ કાર્ય માટે એઓ પ્રતિનિધિનું કાર્યાલય શોધતા આણંદ આવી પહોંચ્યા અને તેમની ઇચ્છા અમોને પ્રદર્શિત કરી. પ્રતિનિધિસભાને તો દરેક વિભાગમાં કાર્ય કરનાર માણસ જોઇએ છીએ જેથી સ્વામીજીની આ અવૈતનિક સેવા ઘણા હર્ષથી સ્વીકારી છે. સ્વામીજીએ ટ્રેકટો પ્રસિદ્ધ કરવામાં ધનની સહાયતા કરવાનું સ્વીકાર્યું છે.

આવાં કાર્યને ઉત્તેજન મળે એવા હેતુથી સ્વામીજીની ઇચ્છા ન હોવા છતાં અમોએ આ ટ્રેકટમાળાનું નામ ભજનાનંદ ટ્રેકટમાળા રાખ્યું છે જેનું આ તૃતીય પુષ્પ છે. આશા છે કે આર્યો તરફથી તેનો સારો સત્કાર થશે. આ જરાવસ્થાના કિનારે પહોંચેલા સાધુપુરુષે ઓછામાં ઓછાં આવાં સો ટ્રેકટો પ્રસિદ્ધ કર્યા સિવાય નહિ મરવાનો નિશ્ચય કર્યો છે. અમો આ વૃદ્ધ સંન્યાસીના ઉત્સાહ માટે તેમને અભિનંદન આપીએ છીએ અને સર્વ સમાજોના મંત્રી મહાશયોને વિનવીએ છીએ કે આવાં ટ્રેકટો તેઓ પોતાની સમાજમાં મંગાવી તેનો બહોળો ફેલાવો કરે.

આણંદ
તા. ૮ : ૧૦ : ૩૧

બાપુભાઇ કુ. પટેલ,
ઉપમંત્રી, પ્રતિનિધિ સભા

॥ ओ३म् ॥

# — મૂર્તિપૂજા —

( અનુવાદક : શ્રી. પં. નાગરદાસ વાનપ્રસ્થ )

મૂર્તિપૂજાને ઇશ્વરપૂજાનું એક મુખ્ય અંગ સમજવામાં આવે છે. ખાસ કરીને ભારતવર્ષમાં અને બીજા દેશોમાં પણ સામાન્ય માણસો હરકોઇ પ્રકારે મૂર્તિપૂજા કરતા જોવામાં આવે છે. જે લોક પોતાને મૂર્તિપૂજક નથી માનતા, તેઓ પણ બીજા રૂપમાં મૂર્તિપૂજા તો કરે છેજ. મુસલમાનો 'સંગે અસ્વદ' એટલે કાળા પત્થરને ચુંબી લે છે, ખ્રિસ્તીઓના કોઇ સંપ્રદાયમાં ઈશુ, મરિયમ તથા અનેક ખ્રિસ્તી સાધુઓની મૂર્તિઓ પૂજવામાં આવે છે. હિંદુ ધર્મમાં તો મૂર્તિઓ પ્રાણ સમાન છે. જે લોકો મૂર્તિપૂજા કરતા નથી તેમને ઘણા લોકો તો નાસ્તિક માને છે.

આની સાથે સાથે એક બીજી બાબત પણ જોવામાં આવે છે. સંસારમાં વખતો વખત જેટલા સુધારકો થયા છે, તેમણે બધાએ મૂર્તિપૂજા વિરૂદ્ધ પોકારો કર્યા છે, અને મૂર્તિપૂજા એ ખરાબ છે, એમ બતાવ્યું છે. મુસલમાનોના પયગમ્બર મહમ્મદ સાહેબને માટે તો જાણીતી વાત છે, કે તેઓ તો મૂર્તિઓને તોડી–ફોડી નાખતા હતા. ખ્રિસ્તી લોકોના બાઇબલમાં લખ્યું છે કે મૂર્તિપૂજા ન કરો.

જ્યારે ખ્રિસ્તીઓએ મૂર્તિપૂજાનો આરંભ કર્યો ત્યારે ખ્રિસ્તી ધર્મનો સુધારક જોન વિકિલફે ઈંગ્લેંડના લોકોને મૂર્તિપૂજા છોડવાનો ઉપદેશ આપ્યો, જર્મનીમાં લ્યૂથરે પણ એવો જ ઉપદેશ આપ્યો, સ્કૉટલેન્ડના નાક્સે અને જિનેવાના કાલ્વિને પણ મૂર્તિપૂજાની વિરૂદ્ધ જ પ્રચાર કર્યો હતો; આ હકીકત તો પરદેશોની કહી.

કદાચ લોકો એમ માનતા હોય કે હિંદુસ્થાનમાં હિંદુ લોકો હમેશથી મૂર્તિપૂજક હતા. અને તેમના મહાત્માઓએ કોઈ વખત મૂર્તિપૂજાની વિરૂદ્ધ ઉપદેશ નહિ આપ્યો હોય? પણ આ ખોટું છે. અહિંના મોટા મોટા વિદ્વાન મહાત્માઓએ પણ મૂર્તિની વિરૂદ્ધ સમયે સમયે પોતાનો પોકાર ઉઠાવ્યો છે. અમો અહિં તેનું થોડુંક વર્ણન આપીએ છીએ:—

(૧)

"કબીર પાહન પરમેશ્વર કિયા, પૂજે સબ સંસાર।
ઈસિ ભરવાસે જો રહે બૂડે કાલી ધાર ॥
જો પાથર કો કહતે દેવ, તાકી વૃથા હોય સેવ ॥" –કબીર

(૨)

'મૂરત ગઢા પરવાન કી, કિયા સિરજનહાર।
દાદૂ સાંચ સૂઝે નહિ, યોં ડુબા સંસાર ॥
દાદૂ પત્થર પૂજે ધોયકર, પત્થર પૂજે પ્રાન।
અન્તકાલ પત્થર ભયે, બહુ બઢે યહ જ્ઞાન ॥" –દાદૂજી

(૩) નાનકજીનું વચન.

"ભરમ ભૂલે નર કરત કચાયણ,
જન્મમરણ તે રહિત નારાયણ."

આ ઉપરથી સમજાય છે કે, "દાળમાં કંઇ કાળું છે" નહિ તો આવા વિદ્વાન લોકો એક જ અવાજે મૂર્તિ-પૂજાનું ખંડન ન કરે!

જેટલી મૂર્તિઓ આજસુધી પૂજાતી આવી છે; તે સાધુ–મહાત્માઓની છે; જેમકે પારસનાથ વગેરેની, અથવા મોટામોટા રાજા–મહારાજોની છે; જેમકે શ્રીરામકૃષ્ણાદિની અથવા દેવતાઓની છે; જેમકે શિવ, ગણપતિ, દેવી વગેરે. નિરાકાર અને નિર્વિકાર ઇશ્વરની કોઈ મૂર્તિ નથી, અને હોય પણ નહિ. ઘણા લોકો એમ માને છે, કે નિરાકાર ઇશ્વરની તો મૂર્તિ નથી હોતી; પરંતુ ઇશ્વર અવતાર લઇને સાકાર થઇ જાય છે, એથી તેમની મૂર્તિ બનાવાય છે.

પરંતુ આ લોકો સમજે છે કે; જેવી રીતે મનુષ્ય હમેશાં બદલાતા રહે છે, તેવી રીતે ઇશ્વર પણ બદલાતા રહે છે. કયારેક સાકાર થાય, કયારેક નિરાકાર; કયારેક જન્મ લે, કયારેક મરે. વસ્તુત: ઇશ્વરને વિકારી માનવો એ તેનું અપમાન છે. લોકો પોતાની નબળાઇ ઇશ્વરમાં મૂકે છે. જેમકે જન્મ લેવો–વધવું–અને મરવું; તેમ ઇશ્વરને પણ જન્મ લેવો, મોટા થવું, અને મરવાનું છે, એમ માને છે. જેવી રીતે માણસોને ભૂખ, ગરમી ને ઠંડી લાગે છે; તેવી રીતે ઇશ્વરને પણ ભૂખ, ગરમી ને ટાઢ વગેરે લાગે છે. આમ તેઓ માને છે એટલા માટે તેઓ મંદિરોમાં મૂર્તિને નૈવેદ્ય–ભોગ લગાવે છે. રજાઈ ઓઢાડે છે અને પંખો નાખે છે. જેવી રીતે સૂતેલા

માણુસને ઉઠાડવાની જરૂર છે, તેવી રીતે મૂર્તિને પણ સૂવાડે છે ને ઉઠાડે છે. તે બિચારાઓ એમ નથી જાણુતા, કે ઈશ્વર મનુષ્યો જેવો નિર્બળ નથી. ખરી રીતે અવતાર જીવનો હોય છે, ઇશ્વરનો નહિ; ઈશ્વરને વેદોમાં એકરસ અને અજન્મા માનેલો છે. જેમ યજુર્વેદના ૪૦મા અધ્યાયના આઠમા મંત્રમાં લખ્યું છે:—

**सपर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ॥**

અર્થાત્ ઇશ્વર સર્વવ્યાપક, મંગલકારી, શરીર વગરનો તેમાં નસ, નાડી કે ફોલ્લા ફોલ્લી નથી. તે શુદ્ધ છે. તેમાં પાપ લાગતું નથી. આથી સિદ્ધ જ થાય છે, કે ઇશ્વર નિરાકાર છે, અને કયારે સાકાર થતો જ નથી.

પ્રશ્ન—નિરાકાર ઈશ્વર જગતને બનાવે કેવી રીતે ?

ઉત્તર—બનાવનાર તો બધા નિરાકાર જ હોય છે, માત્ર સાધન સાકાર હોય; જેમ તમે લખો છો. લખનાર તમે નિરાકાર છો; પરંતુ હાથ જે તમારૂં સાધન છે, તે સાકાર છે. પ્રશ્ન—તો આવી રીતે નિરાકાર ઈશ્વરને પણ સાકાર શરીરની જરૂર પડે જ. ઉત્તર—ના. જીવોમાં બે જાતની નબળાઈ છે. એક તો પોતે સર્વવ્યાપક નથી, અને બીજું તે સર્વશક્તિમાન નથી. એટલા માટે ઇશ્વર જે કોઈ ચીજ બનાવવા ઈચ્છે કે માટી અને પાણીના પરમાણુને મેળવવા ઇચ્છે, તો તેમાં પોતે વ્યાપક હોવાથી શરીર વિના તે બધું કરી શકે છે. તમારે એક મોટી વાતનો વિચાર કરવો જોઇએ, કે જો નિરાકાર ઈશ્વર કંઈ ન બનાવી શકે, તો તે પોતાનું

શરીર કેવી રીતે બનાવશે? કદાચ આપણે એમ માની લઇએ, કે તે પોતાનું શરીર સાકાર થયા વગર બનાવે છે, તો આખા વિશ્વને તેજ રીતે બનાવી શકશે!

એક બીજી મોટી વાત. આ વાત વિચારવા જેવી છે, કે જો શ્રીરામ અને શ્રીકૃષ્ણને ઈશ્વરના અવતાર માનીએ; તો કહો જોઇએ કે તેમના મરણ પછી ઈશ્વર પાછો નિરાકાર થયો કે નહિ? ખરી રીતે ઈશ્વર અવતાર લેતો નથી, તે નિરાકાર છે. સંસારમાં જેટલી શકિતવાળી ચીજો છે, તે બધી નિરાકાર છે. જેમકે વિજળી, વાયુ, વગેરે. અવતારના સંબંધનો ઝીણો વિચાર બીજી ચોપડીમાં કરવામાં આવ્યો છે. અહિં તો આટલું જાણી લેવું જોઇએ, કે ઈશ્વર નિરાકાર છે, નિરાકાર જ હતા, અને હંમેશાં નિરાકાર જ રહેવાના. તેમની મૂર્તિ બની શકતો નથી; એટલા માટે મૂર્તિપૂજાથી ઈશ્વરપૂજા થઇ શકે નહિ, અને મૂર્તિપૂજકોને કોઇ દિવસ ઈશ્વરપૂજક પણ ન જ કહેવાય. વેદોમાં પણ લખ્યું છે કે, "**न तस्य प्रतिमास्ति यस्य नाम महद्यशः**" **यजु० ३२. ३.** અર્થાત્ "તે ઈશ્વરની પ્રતિમા નથી, જેનું નામ મોટા યશવાળું છે."

તુલસીદાસજી પણ રામાયણમાં કહે છે કે—

"બિનુ પદ ચલે સુને બિનુ કાના,
બિન કર કર્મ કરે વિધિ નાના."

જુઓ, તુલસીદાસજી કહે છે કે, શરીર વગરનો ઇશ્વર બધાં કામો કરે છે, અને તમો નાહકનું તોફાન

લઈ બેઠા છો, કે તે શરીર વગર સંસાર બનાવી શકતો નથી. આ એક મહાન્ અંધેર જ કહેવાય.

પ્રશ્ન—વારુ, માની લ્યો કે ઇશ્વર નિરાકાર છે; પણ નિરાકારનું ધ્યાન કેમ કરી શકાય? માટે જ મૂર્તિ બનાવીએ છીએ. ઉત્તર—પહેલી વાત તો એ જ ખોટી છે, કે તમો નિરાકાર ઈશ્વરની મૂર્તિ બનાવો છો. વસ્તુત: તમો ઇશ્વરનો અવતાર માની તેની મૂર્તિ બનાવો છો. સંસારમાં કોઇ સ્થળે ઇશ્વરની મૂર્તિ જોવામાં આવતી નથી. તે મનુષ્યોની મૂર્તિ જોવામાં આવે છે, કે જે ચીજ મળતી ન હોય એની મૂર્તિ બનાવવાથી તેની પ્રાપ્તિ થાય.

સાકાર વસ્તુથી નિરાકારની પ્રાપ્તિ કોઈ દિવસ થાય નહિ. એક સાકાર વસ્તુથી બીજી સાકાર વસ્તુની પ્રાપ્તિ થતી નથી. રોટલાની મૂર્તિ બનાવી પૂજા કરવાથી પેટ નથી ભરાતું. પાણીનું ચિત્ર બનાવી પૂજા કરવાથો તરસ છીપતી નથી, લુગડાંની મૂર્તિનું ધ્યાન કરવાથી ઠંડી મટતી નથી; તો જેનાં આંખ, કાન, નાક સાવ ખોટાં બનાવેલાં હોય એવી મૂર્તિઓનું ધ્યાન ધરવાથી, નિરાકાર ઇશ્વરનું ધ્યાન ધરીએ છીએ એમ કેવી રીતે કહેવાય? જો કોઇ પીપરનું ધ્યાન કરવાથી મને લીંબડાની પ્રાપ્તિ થશે એમ કહે તો એની મૂર્ખતા કહેવાશે; એવી રીતે સાકાર મૂર્તિનું ધ્યાન કરી, એમ માનવું કે અમો ઇશ્વરની પૂજા કરીએ છીએ; તો તે ખોટું છે. જો કોઇ પોતાના પિતાનું ચિત્ર દેખે

તો એથી એ પુત્રને પિતાના શરીરની આકૃતિ યાદ આવશે—કેવળ આકૃતિનું જ્ઞાન થશે; પણ એ ચિત્ર જોવાથી કોઈ એવી ચીજનું જ્ઞાન નહિ થાય, કે જેનું એ ચિત્ર નથી. ઈશ્વરની કોઇ મૂર્તિ છે જ નહિ, તો પછી કોઇ મૂર્તિ જોવાથી ઈશ્વરના કોઇ પણ ગુણનું ભાન કેવી રીતે ઉત્પન્ન થાય? પ્રશ્ન—અમો મૂર્તિને નથી પૂજતા; પરંતુ મૂર્તિમાં વ્યાપક ઇશ્વરની પૂજા કરીએ છીએ. ઉત્તર—પ્રથમ તો તમારૂં આ કહેવું જ ખોટું છે, કે મૂર્તિને નથી પૂજતા. સંસારના બધા મૂર્તિપૂજકોના વ્યવહારથી એ જ માલુમ પડે છે, કે તેઓ વસ્તુતઃ મૂર્તિને જ પૂજે છે; પણ તેમાં વ્યાપક ઇશ્વરને નથી પૂજતા. કેવળ દલીલ કરવા ખાતર કહે છે કે, અમો મૂર્તિને પૂજતા નથી. તપાસો, બધા મંદિરોમાં દેવોને ભોગ ધરાય છે, તેમની પાસે ઘંટા, નગારાં વાગે છે, કપડાં પહેરાવે છે, રજાઇ ઓઢાડે છે, પંખા પણ નાખે છે, ઠાઠમાઠ મૂર્તિઓ ઉપર કરે છે, હાથ જોડે છે, આ બધું જો મૂર્તિમાં ઇશ્વરને વ્યાપક માની તેની ઉપાસના કરવી હોય તો કોઈ દિવસ ન કરત!!! કારણ ઈશ્વર ખાતો નથી, પીતો નથી, તેને ઠંડી કે ગરમી લાગતી નથી. પ્રશ્ન—શું મૂર્તિમાં ઈશ્વર નથી? ઉત્તર—જરૂર છે જ. પરંતુ મૂર્તિમાં તમો તો નથીને? ઇશ્વરની સાથે તમારો મેળ એ જગાએ થશે, કે જ્યાં તમે હો, અને ઇશ્વર પણ હોય! ઇશ્વર કોઇ સ્થાન પર હોય, પણ તમે ન હો, તો તમારો અને ઈશ્વ-

રનો મેળ કેવી રીતે થાય? ઈશ્વર સર્વવ્યાપક છે; પરંતુ તમો સર્વવ્યાપક નથી; કેવળ એક જ સ્થાન એવું છે કે જ્યાં તમો અને ઈશ્વર બંને સાથે રહી શકો. એ સ્થાન તમારૂં હૃદય છે. એટલા માટે પોતાના હૃદયમાં જ તમો ઇશ્વરનાં દર્શન કરી શકશો. બીજે ક્યાં ય નહિ. પ્રશ્ન—મૂર્તિ વગર અમો ધ્યાન કેવી રીતે કરી શકીએ? ઉત્તર—ધ્યાન માટે મૂર્તિની જરા પણ જરૂર નથી. જો તમો મૂર્તિના તરફ જોતા રહેશો, તો તમારૂં ધ્યાન જ નહિ થાય. એટલા માટે લોકો ધ્યાન કરતી વખતે આંખો બંધ કરે છે. આંખો બંધ કરીએ છીએ એ જ બતાવે છે કે ધ્યાન માટે મૂર્તિની જરૂર નથી. ધ્યાન તો ઈશ્વરના ગુણોનું કરવાનું છે. ઇશ્વરના ગુણોનું ધ્યાન મૂર્તિને જોવાથી કેવી રીતે બની શકે? પ્રશ્ન—મૂર્તિને જોવાથી તેમાં વ્યાપી રહેલા ઇશ્વરનું ધ્યાન બની શકશે. ઉત્તર—તમો કોઇ મૂર્તિની પૂજા કરનારાને પૂછો, ખરી રીતે જોતાં મૂર્તિને જોવાથી ઈશ્વરની સર્વવ્યાપકતાનું જ્ઞાન કોઈને થતું નથી. તમો મૂર્તિની પૂજા કરતા આવ્યા છો, તો તમો પોતે જ પોતાના મનની દશાનો વિચાર કરો!! કે જ્યારે તમો મૂર્તિની પૂજા કરતા હતા, ત્યારે તમોને ઈશ્વરની સર્વવ્યાપક્તાનો વિચાર આવતો હતો? એ તમારા મનને પૂછો ને?! જો તમો ઇશ્વરને સર્વ-વ્યાપક માનતા હોત, તો માત્ર તમારી આંગળી જોઇને પણ ઇશ્વરની સર્વવ્યાપક્તાનું ધ્યાન તમોને થઈ જાત. તમારે તે માટે અહિંતહિં જવાની, કે કોઇ બીજી મૂર્તિ

રાખવાની જરૂર પડત નહિ. મૂર્તિઓની શોધમાં તમારૂં અહિંતહિં ગાંડાની માફક ઘુમવું એ જ બતાવે છે, કે તમોને ઈશ્વરની સર્વવ્યાપકતા ઉપર વિશ્વાસ નથી. બીજી પણ એક વાત છે: જ્યારે તમો કોઈ સુંદર મેજને દેખો છો ત્યારે તે મેજને જોતાં પહેલાં તેના બનાવનારની બુદ્ધિનું જ્ઞાન થાય છે. તમો તે જોઈને જ કહો છો કે, અહો!! કેવો સુંદર કારીગર છે!! પરંતુ તમને તે મેજના જોવાથી આ વિચાર કયારેય નથી આવતો, કે મેજનું લાકડું બનાવનાર ઈશ્વર કેટલો સુંદર કારીગર છે!! એવી જ રીતે મૂર્તિને જોવાથી માત્ર મૂર્તિને બનાવનાર માણસની કારીગરીનો પ્રભાવ પ્રથમ તમારા પર પડે છે. તમોને સ્વપ્નમાં પણ એ વિચાર નથી આવતો, કે આ મૂર્તિના પત્થરનો બનાવનાર ઈશ્વર કેવો સુંદર કારીગર છે?! આ જ્ઞાન તો તે ચીજોને જોવાથી જ આવી શકે છે, કે જેમાં માણસોનો હાથ બીલકુલ તે કામમાં આવેલો હોય નહિ. જેમકે—સૂર્ય, ચંદ્ર, પર્વત, નદી વગેરે.

જો ઇશ્વરની કારીગરીનું જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો ઈશ્વરની જ બનાવેલી ચીજો ઉપર જરાક ધ્યાન કરો!! કે જેમાં મનુષ્યોએ પોતાની હસ્તચમત્કૃતિથી કશો યે ફેરફાર કર્યો નથી; અને જો ઈશ્વરનું ધ્યાન કરવું હોય તો પોતાના હૃદયમાં જ કરો

પ્રશ્ન—જેમ નાની બાળકીઓ પ્રથમ ઢીંગલાઢીંગલી રમે છે અને વિવાહ થયા પછી છોડી દે છે, તેમ અમો શરૂઆતમાં મૂર્તિપૂજા કરીએ છીએ, અને જ્યારે ઈશ્વરનું જ્ઞાન થશે, એટલે તે છોડી દઈશું.

ઉત્તર—ઘરકોલીની રમત રમવાથી કોઇનો સંસાર ચાલતો નથી. સંસાર તો સંસારનાં સાધનો પેદા કરવાથીજ ચાલે છે. ઘરકોલીની રમતો રમવા માત્રથી કોઇના સંસાર સિદ્ધ થયા હોય એવું તમારા જોવામાં ક્યાંયે આવ્યું છે? ઘરકોલીની રમત માત્રથી સંસાર સિદ્ધ થતો હોત, તો કોઇ માતાપિતા પોતાની પુત્રીના લગ્ન માટે ચિન્તા કરત જ નહિ; એવી જ રીતે મૂર્તિ પૂજતાં પૂજતાં જન્મના જન્મો ચાલ્યા જાય તો પણ ઇશ્વરની પ્રાપ્તિ થતી જ નથી; કારણકે તમો ઇશ્વરની પ્રાપ્તિ માટેનું સાધન કરતા નથી. પ્રશ્ન—જેમ નિરાકાર અક્ષરોને માટે સાકાર અક્ષરો બનાવી લખીએ છીએ, તેમ નિરાકાર ઇશ્વરની સાકાર મૂર્તિ માનીને પૂજા કરીએ છીએ. શું આ કલ્પના ઠીક નથી? ઉત્તર—જો કે અક્ષરો બહુ છે, અને તેમને જોડીને જ વાક્યો બનાવાય છે. એથી તે જોડણી બતાવવા માટે જ અક્ષરોની સાકાર કલ્પના કરવી પડી છે. ઈશ્વર તો એક છે, એ :માટે તમારે કલ્પના કરવાની જરૂર પડતી નથી. બીજી વાત એ છે, કે તમો નિરાકાર ઇશ્વરની કલ્પના કરીને તેની મૂર્તિ નથી બનાવતા; પણ ખરી રીતે માણસોને ઇશ્વરનો અવતાર સમજી તેની મૂર્તિઓ બનાવો છો. નિરાકારના જ્ઞાનને માટે સાકારની જરા યે જરૂર નથી; તેમ જ એક પ્રકારના સાકાર પદાર્થથી બીજા પ્રકારના સાકાર પદાર્થનું જ્ઞાન થતું નથી. જેમકે ઘોડો અને કલમ બે ય સાકાર પદાર્થ છે. તેથી કલમ જોવાથી ઘોડાનું જ્ઞાન થતું નથી કે ઘોડો જોવાથી કલમનું જ્ઞાન થતું નથી.

ત્યારે જો સાકાર પદાર્થને જોવાથી પણ સાકાર પદાર્થનું જ્ઞાન થતું નથી, તો પછી સાકાર પદાર્થ જોવા માત્રથી નિરાકારનું જ્ઞાન તો થાયજ કઇ રીતે?

જોકે રેખાગણિતમાં કલ્પના કરવામાં આવે છે ખરી; પણ તે કલ્પના કેવળ ઉટપટાંગ નથી હોતી. ત્યાં પણ કલ્પના નિયમ પુરઃસર હોય છે, અને તેનું પાલન કરવું જરૂરનું છે. રેખાગણિતમાં કલ્પના કરવામાં આવે છે કે; **अ–ब–क** ત્રિભુજ છે. ત્યાં ખરી રીતે **अ–ब–क** ત્રિભુજ હોય જ છે. કોઈ ઘોડાના ચિત્રને જોઇને એમ નથી કહી શકતું; કે આ '**अ–ब–क** ત્રિભુજ છે,' અને જો એવી કલ્પના કરવા લાગીશું, તો આપણે મૂર્ખ જ ઠરીશું. પ્રશ્ન—ઠીક, પણ મૂર્તિપૂજાથી નુકશાન શું છે? મંદિર જોતાં જ ઇશ્વરનું સ્મરણ થાય છે. ઉત્તર—અરે ભાઇ! જેઓને સૂર્ય, ચન્દ્ર, અરે! પોતાનું શરીર વગેરે જોતાં, ઈશ્વરનું સ્મરણ થતું નથી, તેઓને મંદિર જોવાથી શું ઇશ્વરનું સ્મરણ થવાનું હતું? અને કદાચ સ્મરણ થયું, તો તેથી શું ફાયદો? મંદિરોથી પાપો વધે છે. શું મંદિરોમાં પૂજારીઓએ પાપો કર્યાં છે, તે આપણે નથી જાણતા? જુઓ, મૂર્તિઓને આભૂષણો વગેરે કરાવવામાં અને મંદિરો બનાવવામાં દેશના કરોડો રૂપિયા નાહકના નથી ખર્ચાતા? મંદિરમાં બેસાડી રાખેલી મૂર્તિઓ ઉપર લોકો સોનાનાં છત્રો બનાવે છે. મૂર્તિઓનાં મંદિરો માટે લાંબી પહોળી કેટલી જગ્યા રોકવી પડે છે? તેના પર

આરસપહાણના પત્થરોમાં પૈસા ખર્ચે છે. પણ ઇશ્વરે બનાવેલી મૂર્તિઓ અર્થાત્ ગરીબ બાળકોને કોઇ એક પૈસો પણ આપતું નથી. એક તરફ તમારાં જ બાળકો અનાજના એક કણ માટે ખ્રિસ્તી અને મુસલમાનો બની જાય છે. બીજી તરફ તમો મૂર્તિઓને શણગાર કરવા માટે લાખો રૂપિયાનો નકામો ધુમાડો કરી નાખો છો! શું આ થોડું નુકસાન સમજો છો? એક મોટા મંદિરમાં જેટલો ખર્ચ થાય છે, તેટલા ખર્ચમાંથી તો મોટી વિદ્યાપીઠો ચલાવી શકાય છે; અને તેથી દેશની મૂર્ખતા દૂર કરી શકાય છે. જો આજે જ બધા મંદિરોમાંથી મૂર્તિઓ ખસેડી લેવામાં આવે અને તેને સ્થાને પાઠશાળાઓ અને નિશાળો શરૂ કરવામાં આવે, તો આખો ભારતવર્ષ વિદ્વાન થઇ જાય. ઇશ્વરે મનુષ્યોનું જીવન ટુંકુ બનાવેલું છે. બધા કહે છે પણ ખરા કે, થોડા દિવસ જીવવું છે; તો એ થોડા જીવનમાં એને વ્યર્થ શું કામ ગાળી નાંખવું? મૂર્તિપૂજામાં જેટલો સમય અને રૂપિયા જાય છે, તે દેશના બીજા ઉપયોગી કામમાં નાખો તો કેવું સુંદર કામ થાય!! મૂર્તિપૂજાથી તો જાતિ નિર્માલ્ય થઈ જાય છે; હિંદુજાતિની પડતીનું એક કારણ મૂર્તિપૂજા પણ ગણી શકાય છે. મૂર્તિની પૂજા કરવાથી એમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઇ છે, અને ઉટપટાંગે વાતોમાં વિશ્વાસ કરવા લાગ્યા છે. એમનો વિશ્વાસ ઇશ્વર ઉપર નથી રહ્યો, પણ મૂર્તિઓ પર વિશ્વાસ રાખતાં શીખ્યા છે. કોઇએ કહ્યું, “કાશી વિશ્વનાથજી કુવામાં

સંતાઈ ગયા છે" તો કોઇએ વળી મૂર્તિનો બીજોજ ભળતો ચમત્કાર બતાવી દીધો. આવી રીતે મૂર્ખાઓ ઠગાયા છે!! અને મૂર્ખતા વધતી ચાલી. જે જાતિ દરેક જડ પદાર્થ—કાકરા, પત્થર, નદી, નાળાં, ઝાડ, ઝાંખરાંની આગળ માથું નમાવતાં શીખે છે, તે જાતિ આત્મસન્માન ગુમાવે છે, અને જીવતા શત્રુઓની સામે ટકી શકતી નથી. તેના હૃદયમાં ભય પેસી જાય છે. માટેજ હવે જડ પદાર્થોની પૂજા કરવી છોડી દો. અને જીવિત સર્વશક્તિમાન ઇશ્વિર પર વિશ્વાસ કરો. જડ પદાર્થો તમારા સેવક છે, જો તમારામાં જ્ઞાન હોય તો તેનાથી તમારૂં કામ કરાવી શકો છો. તમો જડ પદાર્થના સેવક બની રહેલા છો, એથી તમોને એમાંથી કશો લાભ મળતો નથી. તમો અગ્નિની સામે માથું નમાવો છો; પણ અગ્નિ તમને બાળ્યા સિવાય રહેતો નથી. તમારામાં જો બુદ્ધિ હોય તો અગ્નિદ્વારા કારખાનાં ચલાવી શકો છો. તમો ગંગા નદીનું પૂજન કરો છો; પણ જો તેની વચલી ધારામાં જાઓ, તો તમે ડૂબ્યા સિવાય નજ રહો; પણ જો તમારામાં જ્ઞાન હોય તો ગંગાના હૃદય ઉપર વહાણો ચલાવી શકો છો. યાદ રાખો, મૂર્તિ પૂજવાથી તમારૂં કલ્યાણ થવાનું નથી. મહાભારતમાં કહેલું છે કે:—

**तीर्थेषु पशायज्ञेषु काष्टपाषाण मृण्मये ।**
**प्रतिमाद्यौ मनो येषां ते नरा मूढ चेतसः ॥**

અર્થાત્ તીર્થોમાં, પશુઓના યજ્ઞમાં, લાકડાની,

પત્થરની કે માટીની મૂર્તિમાં જેનું મન હોય છે તે મૂર્ખા છે.

પ્રશ્ન—મૂર્તિપૂજા સનાતનથી ચાલતી આવે છે.
ઉત્તર—ના એ તો ચોકખી વાત છે કે, રામની મૂર્તિ તેના પેદા થયા પછી જ થઈ હોવી જોઇએ. એવી જ રીતે કૃષ્ણની મૂર્તિ પણ કૃષ્ણની પછી જ બની શકે. અમે પૂછીએ કે કઇ મૂર્તિ સનાતન છે? કૃષ્ણ મહારાજના બાપદાદા કૃષ્ણની મૂર્તિ નહોતા પૂજતા અને રામની મૂર્તિ ન દશરથ કે અજરાજા પૂજતા કે રઘુરાજા રામની મૂર્તિ પૂજતા એવું યે વર્ણન ક્યાંયે નથી. એવી જ રીતે દુનિયામાં બધી મૂર્તિઓ માટે કહી શકાય છે. તમોએ 'સનાતન' શબ્દ તો સાંભળ્યો છે. પણ તેના અર્થ ઉપર ક્યારેય વિચાર નથી કર્યો. મૂર્તિ વગરના નિરાકાર ઈશ્વરનું પૂજન માત્ર સનાતન કહેવાય છે. કારણ કે જે માણસો સંસારમાં સૌથી પહેલાં થયાં તેઓ એવી જ રીતે પૂજન કરતાં હતાં. જે રિવાજ વચમાંથી શરૂ થાય તે કદિ સનાતન કહેવાય નહિ. આથી નક્કી થ છે કે, મૂર્તિપૂજન સનાતન કાળનું નથી. માટે મૂર્તિપૂજ ન કરવું જોઇએ.



રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશન રોડ, આણંદમ
બાપુભાઇ કુ. પટેલે આર્યપ્રતિનિધિ સભા માટે છાપ્યું;
અને તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૮: ૧૦: ૩૧